॥ શ્રી ગણેશાય નમઃ ॥

શ્રી ભુલેશ્વર પ્રાસાદીક

# શ્રી શંકર સ્તવનાવલી

અથવા

# શીવજીનાં ભજનો.

ભીવાની નિવાસી શેઠ બીશ્વેશ્વરલાલ મુખરામ
તથા સ્વ. ઠા. ભગવાનદાસ માધવદાસની
આર્થિક સહાયથી.

( લેખક તથા પ્રસિદ્ધ કરનાર )
શામજી મયારામ જાંબુ નીવાસી.
મુળજી જેઠા માર્કેટ, દ્વારકાદાસ લીલાધરની દુકાને
કૃષ્ણગાજગલી—મુંબઇ.

ભુલેશ્વરના ભક્તો આગલ મળશે.

સને ૧૯૨૫ સંવત ૧૯૮૨

કીંમત ૪ આના.

શ્રી ગણેશાય નમ:

# ◀ શ્રી શંકર સ્તવનાવલી ▶

## ૧ કવાલી

ગજાનંદ દેવ તું દાતા, અમો આ અરજી કરીએ.
સુણો મંગલકારી સદા, અમો આ ધ્યાન તો ધરીએ.
દયાવાન છો તમો ભારી, દયા અમ ઉપરે કરને,
સદા શરણુમાં તારી, દયાળુ દુ:ખ દુર હરને.
કહે શામજી તુંને વાલા, અરજી આ સ્વીકારીને,
શ્રી શંકર સુતછો મારા, કે મરજી ધ્યાન ધારીને.

## ૨ પુનમ ચાંદની.

આવો પુજન કરીએ પ્રેમે ભોળાનાથનું રે
એ છે નોધારાનો પ્રાણ આધાર
દરખી નીરખી તે આનંદ સુખ પામવા...આવો પુજન.

## સાખી.

પુષ્પ લાવો પ્રેમથી, કરીએ શુભ શણગાર,
તુરા મુગટને એરખા, બીજા અનેક હાર.
એવી વેણીઓ ગુંથીએ ભલી ભાતની રે
પેરી હરખે રૂડાં અંગે જગતમાત......આવો પુજન૦

## સાખી.

દ્વારપાલ શુભ દેવતા, નમીએ વારમવાર,
પછે શંભુ સુતની, પુજનની તઈયાર,
ભાંગ દુધ દહીં સાકર મધ ઘી ઘણું રે.
સુદ્ધ જળથી કરાવીએ સ્નાન........આવો પુજન૦

## સાખી.

કેશર ચંદન શોભતું, દુર્વા તેની સાથ,
સીંદુર લલાટે શોભતો જોડીએ બે હાથ,
એવી આરતી ઉતારીએ મન હુલાસમાંરે,
નઈવેદ ધરીને નમીએ વારમવાર........આવો પુજન૦

## સાખી.

ત્યાંથી સર્વે ચાલીઆ, આવ્યા શીતળા માત
તે પ્રમાણે ત્યાં કરીયું પછે નંદીશ્વર તાત
એવી આરતી ઉતારીને મંદિરમાં ગયાં રે,
બીલી પુષ્પ તણો ભર્યો ચાંદીનો થાળ...આવો પુજન૦

## સાખી.

અબીલ ગુલાલ ઉડીઆ, આનંદનો નહિ પાર.
સર્વે શીવભકતજનો, કરે જય જયકાર.
નાચે કુદે ફરે હરે, સર્વે પ્રેમમાં રે,
તેના સુખનો શું કરું હું વીસ્તાર......આવો પુજન૦

## સાખી.

ત્યાંથી સર્વ ચાલીઆ, આવ્યા પીપળા પાસ
બજરંગ બળીની આરતી, બોલે તેના દાસ
એવા બ્રામણસુર્ય દેવનું પુજન કરીરે,
જેથી ભવફેરાં આ પ્રાશ્રીત પરલે થાય...આવો પુજન૦

## સાખી.

નમીએ ભોળાનાથનાથને, આશીસ આપે એહ
કહે શામજી વીદાય થયા કરીને શુભ દેહ
શંભુ સરણાગતની સંભાળ વાલા રાખજો રે
નથી અમારે કંઈ જશે તમારી લાજ...આવો પુજન૦

## ૩ દીધાં છોડી પીતા માતા

સ્તુતિ કરીએ પ્રભુ તારી, દયાકર દેવ ત્રીપુરારી
નમીને પાયંતા પડીએ સદાએ ધ્યાન તો ધરીએ,
અમ વિઘન દો હારી દયા કર દેવ ત્રીપુરારી,
અમારા પાપને કાપો, સદાએ શાંતિ ઉર સ્થાપો.
સદા શરણમાં તારી, દયા કર દેવ ત્રીપુરારી,
કહે સામજી પ્રીતે પ્યારા, દયા હૃદયમાં ધરનારા,
મનોહર મુખ ધરનારી, દયા કર દેવ ત્રીપુરારી.

## ૪ તોરી છલબલ હગ.

સંસાર લાગે છે સારો, નથી ઉગર્યાનો આરો,
તમે મનથી વીચારો હો ભાઇ ભાઇ ભાઇ.
થઇ દેહ સુધી સાન આવ્યું મોટાઇનું માન,
તેમાં થયાં ગુલતાન દીન જાઇ જાઇ જાઈ...સંસાર૦
આવી સંસારમાં જીવી શું કર્યું તમે, માથે કાળ
ચક્રાદીક આવી ભમે,
દીલથી જુવો વીચારી વાત હૈયામાં ધારી;
શંભુ કેમ વીસારી દીલ જાય જાય જાય...સંસાર૦

### સાખી.

કાયા માયા જોબનતાં સહુ ખાખ થઇ જાય
શંભુ સાથે પ્રીતડી અંત વેળાની થાય.
જેવો કાચો છે રંગ તેવો લાગ્યો છે સંગ,
જોઇ દુનિયા ઉમંગ દીન જાઈ જાઇ જાઇ...સંસાર૦
આશાપુરી તે કોઇ દીન નહિ થશે જેમ વાયુ
વાદળામાં ઘેરાઇ જશે.
અંતે આવશે દાવ, ત્યારે પુરણ પસ્તાવ
જમહાથ કેરે જાવ, ત્યારે મુજાઈ જાશે.........સંસાર૦

### સાખી

કહે સામજી સંસાર છે, દુખદાયક બહુ એજ;
ઝાંઝવાના નીર છે, ખોટો છે આ ખેલ
દ્રઢ રાખો વીશ્વાસ શંભુ સદા છે પાસ
આપે ચરણોમાં વાસ બેળો થાઇ થાઇ થાઇ.....સંસાર૦

## ૫ બલીહારી રસીઆ

જય કલ્યાણકારી ત્રીપુરારી ભોલેનાથ હો મમ પ્યારા,
સુખકારી વાલા તમોને ભજીયેજી
સીર ગંગાજલવાળા સંઘરી દીધુ છે.
રાખ્યું ધરીને જટામાં ભોલેનાથ— હો મમ પ્યારા
ત્રીજું તે લોચનવાલા અગ્નીથી ભરીયું છે.
પ્રલય સમયે તે ઉઘાડી— ભોલેનાથ૦
નાગણુના કુંડલ વાલા કાને આપે ધરીયા છે,
રૂંઢમાળા કંઠે ધારી— ભોલેનાથ૦
ડમરૂને ડાક વાલા ત્રીશુલ પીનાક ધારી
વ્યાઘ્રાંબર સોહે શુભકારી— ભોલેનાથ૦
દરશનનો પ્યાસીવાલા શુભ વર માગે છે.
શામજીને આશા એક તારી— ભોલેનાથ૦

## ૬ તુમ હે નંદજીકે લાલા

મુજે કીરપા કરો મેરે નાથ શીવ ડમરૂ બજાને વાલે
ડમરૂ બજાને વાલે કાશીકે રેને વાલે— મુજે૦
સદા સરણુમે તેરી અરૂં આશા નહિ કોઇ કેરી
દુજે દેવ હરદમ કેરી કાશીકે રેને વાલે— મુજે૦
સંસાર સબ હય જુઠા કયું માનત હે હય બે સચા
આતસકા રંગ હે કચા કાશીકે રેને વાલે— મુજે૦
મે બુડતા તુમ તારો આપ આયકે ઉગારો
કહે શામજી રૂદે વીચારો કાશીકે રેને વાલે— મુજે૦

## ૭ દીંડી

જીલા હિસાર હય શહર ભાવાની ધામ,
વહાં બસે બીશ્વેસર લાલમુખ રામ;
વાકું શીવ ભક્તિ પર બહોત ધ્યાન—જી૦
ભુલેશ્વર મહાદેવ મુંબઇમે બીરાજે.
સોના છત્ર રૂપા પાલણી વહાં છાજે,
ઝાંઝ પખાજ નોબત નગારાં વ—જેજી૦
સેવા કરત સબ બન્ધુ દીલ હુલાશે,
વામે બીશ્વેસરલાલ આનંદ પ્રકાશે.
મંદિર ઘોર ગાજત સબ અવાશે—જી૦
રૂપા છત્ર છમર છડી સોનેકી ભારી,
રૂપા દ્વાર મંદીર ચોગઠ ઘુઘરા બારી,
શોભા જોય કે શામજી જાંગે બલીહારી—જી૦

## ૮ દીંડી

કહું કૃષ્ણ સુણો વાત એક મારી દુખી ગાય માત છે જુવો વીચારી
બેઠા શું રહ્યા છો ધ્યાન આપ ધારી કહું કૃષ્ણ સુણો વાતએ:
નથી ગાય બ્રાહ્મણ તણું કંઇ માન જયાં ;જાય ત્યાં થાય છે હેરાન
તેમ! ગાય ઘણી રાંક છે બીચારી કહું કૃષ્ણ.
ગૌ તણી રક્ષા આપ ભુલ્યા કેમ ચારી હતી પ્યાર ધરી રૂડા પ્રેમ
નવ લાખનો વીસ્તાર છે મોરારી કહું કૃષ્ણ.
દયા કરી વાત તાતજી વીચારો જટ સુખ થાય તેમ રૂદે ધારો
આ સામજીની વીનતી સ્વીકારી કહુ કૃષ્ણ ધારો.

# ૯ શ્રી જમનાજીને તીર મધુરી

શ્રી મહાદેવ કહે છે વાત ઉમીયાજી સુણોને— શંકર૦
મારે જાવું છે. તપ કરવાને ઉમીઆજી સુણોને— પાર્વતી૦

પાર્વતી **સાખી**

તપ કરવા જવાય નહિ વળી કહું છું સાચી વાત
એકલવાસો દોહીલો તમો માનોને જગના તાત— મહાદેવજી૦

શંકર **સાખી**

રગજગ ઉમીયા ન કરો વળી નિશ્ચે જાવું વન
છ માસે અમો આવશું દીન ગુજારશો ભોવન— ઉમીયાજી૦

પાર્વતી— **સાખી**

વાલા કરું વીનતી હજી રાખો મુને સાથ
છેતરાઇ જશો નાથજી તમને જોડી કહું છું. હાથ— મહાદેવજી૦

શંકર— **સાખી**

છેતરાશું નહિ કામની તમે રાખો મનમાં આશ.
તપ કરીને અમો આવશું વીત્યા પછે છ માસ— ઉમીયાજી૦

પાર્વતી— **સાખી**

નાથ હજુ ન આવીયા મારે વનમાં જાવું આજ
અપાર માયા તો રચી ભીલી રૂપ ધર્યું તે કાજ— મહાદેવજી૦

શંકર— **સાખી**

ક્યાંથી આવ્યા મૃગલોચની વળી ક્યાં તમારો વાસ
આવા વનમાં છો એકલાં તમે રહો અમારી પાસ— ઉમીયાજી૦

પાર્વતી— **સાખી**

વાસ અમારો વેગળો અમે છઇએ ભીલની જાત
જાણી જાશે કોઇ જગતમાં શંભુ કરશે તમારી વાત— મહાદેવજી૦

શંકર— **સાખી**

વાત થકી ડરતાં નથી તમો રહો અમારી પાસ
ખાઓ પીઓને મઝા કરો હું પુરૂં તમ મનડાની આસ—ઉમીયાજી૦

પાર્વતી— **સાખી**

હસીને ભીલડી બોલીયાં આ શી તમારી ટેવ.
ગંગા જટામાં રાખીઆં એવા પાર્વતી સંગ મહાદેવ—મહાદેવજી૦

શંકર— **સાખી**

પાર્વતી પીઅર પાડવું કહીને જાલ્યો હાથ
પાલવ પકડયો પ્રેમથી તમે ચાલો અમારી સાથ— ઉમીયાજી૦

પાર્વતી— **સાખી**

અલગા રહો અલબેલડા વળી નાચો પ્રાણ આધાર
તમે નાચો અમે જોઇએ તો આવીએ તમારી સાથ— મહાદેવજી

શંકર— **સાખી**

ફરર ફરે ફુદડી વળી ડમરૂ લઇને હાથ
રૂપ કર્યું ભીલડી તણું ત્યારે લાજ્યા છે શામજીના નાથ—
મહાદેવજી ગુણોને

## ૧૦ આંખ વીના અંધારૂ.

વાણુ પ્રભુજી ઉગારોરે ભવ દરીએથી વાણુ પ્રભુજી ઉગારો
ભવઅરણુમાં અથડાતું ગમે તેમ ગોથા ખાતું,
નથી નાથ બીજો આરો આરોરે— ભવદરીએ૦
મોહ કેરા મોજા વાગે લોભના ઝપાટા લાગે,
તેમાં તાત આવીને તારો તારોરે— ભવદરીએ૦
કહે સામજી દાસ તારો કૃપા કરીને ઉગારો,
બુડતાંની બાંવડીવારો વાગે વારોરે— ભવદરીએ૦

## ૧૧ રાગ ઉપરનો

શીવ ભજન હવે કરશુંરે સતજનો શીવ ભજન,
જોયો જોયો સંસાર સારો નથી નથી બીજો આરો,
અવીનાસીને જઈ વરશું વરશુંરે— સંતજનો શીવ૦
આ છે માયામમતા ખોટી તેને કરી આપણે મોટી,
આમાં નથી સારૂં કે નરશું નરશુંરે— સંતજનો શીવ૦
છોડી રૂપ રંગ મેલી કાયા જોબનતા ઘેલી,
જમડાને જોઇ ડરશું ડરશુંરે— સંતજનો શીવ૦
કહે સામજી દાસ તારો કૃપા કરીને ઉગારો,
તો વણુ બીકે આંહી ફરશું ફરશુંરે— સંતજનો શીવ૦

## ૧૨ કલ્યાણી.

હે ઉમાપતી તુજ ગહન છે ગતી પાર ન પામે દેવ કોઇ અલ્પ અમ મતી

મસ્તકપર શ્રીગંગા શોભે તેજ તણો નહિ પાર
જટા જુટમાં ચંદ્રદીસે છે ગલે નાગનો હાર— હે ઉમા.
ત્રણુ લોચનનો કાને કુંડળ જગમગ જોત પ્રકાશ,
ડાકડમરૂને ત્રીસુલ શોભે ભક્ત રાખો છો પાસ— હે ઉમા.
નીરાકાર સાકાર રૂપછો તત્વ પામેલા ભેદ
સુરનર મુનીવર ધ્યાન ધરે કહી નેતીનેતી આ વેદ—હે ઉમા.
વાઘાંબર પીતાંબર પેરી દેવાજો દરશન
કહે શામજી નીરધનીઆનો નાથ તમે છો ધન— હે ઉમા.

## ૧૩ મુને ઘડી નથી વીસરતા રામ.

મુને ઘડી નથી વીસરતા નાથ શંભુવર અંતરજામી,
કહું છું પ્રીતે જોડીને હાથ શંભુવર અંતરજામી,
વાલાજી મારા શરણે આવ્યો તેને તારો
દીન જાણીને ઉગારો નાથ શંભુવર અંતરજામી
વાલાજી મારા શ્રીને કહ્યું તેવું કરજો
દાસોનાં દુઃખડાં હરજો નાથ શંભુ અંતરજામી.
વાલાજી મારા મુખે ભાખ્યું કામ તેવું
સામજીને ઉગારી લેવુ રે નાથ શંભુવર અંતરજામી.

## ૧૪ ખ્યાલ.

ધન્ય ઉમાપતી નાથ અમારા ચરણુ કમલના દાસ અમે
શરણે આવેલાને તારો કલ્યાણુ કરવા બેઠા તમે
શીવપુરાણુમાં વચન આપનું સત્ય કરીને બોલ્યા તમો

અન્ય આશા મુકીને આવ્યો દાસ થઈને નાથ અમો
પાપીપુરો જુઠાબોલો કુડાં કામનો કરનારો,
આય તેવો શીવ છું તમારો માફ કરીને ઉગારો,
અંતરઆશા આપની ભારી રાખી રહ્યો છેઉ ત્રીપુરારી,
અધમ ઓધારણ પતીપાવન આપ મુખપર બલીહારી,
સામાજીનું છે વચન છેલ્લુ માની લેજો તમે દેવ મારા,
જમકેરા બહુ જોર ઝપાટા તેમાંથી આપ તારનારા

## ૧૫ શંકર વસે કૈલાસમાં.

નમું મહાદેવ હર તમને દોઢ
સાચી છે પ્રીત તમારીરે રાખો શરણની પાસ (૨)
અન્ય ભરોસો નહિ કોઇનો મુને તમારી છે આશ— નમું૦
બ્રહ્માઆદી દેવા વીશ્નુરે ધરે તમારૂં ધ્યાન (૨)
પુષ્પે વધાવે નરનારીઓ બેસી દેવના વીમાન— નમું૦
આરતી ઉતારે મનભવથીરે થા થા થૈ થૈ બોલાય (૨)
ડાકને ડમરૂં વાજતાં ગુણ આપના ગવાય— નમું૦
દરશન કરી આનંદ ભરીરે તીઆં શોભાનો નહિ પાર (૨)
પાપ જાએ છે શરીરના ધન્ય ધન્ય અવતાર— નમું૦
ત્રીનેત્રવાલા બહુ શોભતાંરે જુવે પાર્વતીના નાથ
દાસ તમારોછે સામજી પાયપડી જોડે હાથ— નમું૦

## ૧૬ બનજારા.

શંભુ અરજ સુણોને મારી નમું નમું શંભુ ત્રીપુરારી.

દેવતાઓનું કારણ કીધું તેનું વીખ હળાહળ પીધું,
કોણુ પીત ઝેર વીકારી. નમું નમું૦
ફરી મારકંડે તપ કીધું આયુષ્ય પોતાનું બાર દીધું,
એવા ભોલા શંભુ વીખધારી. નમું નમું૦
ગંગાજીને અભીમાન આવ્યું કોણુ ધારા ઝીલે મન ભાવ્યું,
રાખ્યાં જટામાં લઇ ધારી. નમું નમું૦
આદી બ્રહ્મા વીશ્નુદીકદેવા, નીત્ય કરે તમારી સેવા,
માગે શીવભકતી તમારી. નમું નમું૦
જેવો તેવો છું દાસ તમારો કૃપા કરીને મને ઉગારો,
શામજી જુએ છે બલીહારી. નમું નમું શંભુ ત્રીપુરારી.

## ૧૭ આવોજી આવ કીસ.

આવોજી આવો ભોલાનાથને ભજવાને ભાઇ
જેથી તે મહાસુખ થાઇ દુખ સીધુ તરાઇ
સેજે આ ભવસાગરથી તરાઇ જાઈ આવોજી.
અમે સેવક તમારાં પ્રાણુથી અધીક પ્યારા
દરશન આપો દીનાનાથ દુઃખ જાઇ ધોવાઈ આવોજી.
દવારે હર આવ્યા તારે તમ વીના કોણુ ઉગારે
કહે શામજી નામથી પાપ સૌ ધોવાઈ જાય આવોજી.

## ૧૮ ગરબે રમવાનેગોરી નીસર્યાંરે લોલ.

પુજન કરવાને સૌ સંચર્યાંરે લોલ સૌ સંચર્યા
સંગે લીધી નાર અહી સાથ શોભે હાથમાંરે લોલ

વાગે મૃદંગ ભેરી વાજે ડમરૂરે લોલ
ઉમીઆશંકર વસે કૈલાસમાંરે લોલ (૨)
આવે દેવ પાસ થઈ દાસ પુજન કરેરે લોલ— વાગે૦
બ્રહ્મલોકથી બ્રહ્માજી આવીઆરે લોલ બ્રહ્મા (૨)
બ્રહ્માણી ભુલ્યા ભાન જોઈ તાન ગુલીનાદનારે લોલ— વાગે૦
વૈકુંઠથી વીષ્ણુ આવીઆરે લોલ વીસ્નુ (૨)
લક્ષ્મીજી પડે પાય ઢોળે વાય શોભા જોઈનેરે લોલ— વાગે૦
દેવતા બેસી જુવે વીમાનમાંરે લોલ જુવે (૨)
કરે જયજયકાર વારંવાર પુષ્પે વધાવતાંરે લોલ— વાગે૦
દાસાનુદાસ આવ્યો બારણેરે લોલ આવ્યો (૨)
રાખો મુને પાસ કરી દાસવાસ આપજોરે લોલ— વાગે૦
શામજીને આશા તમ તણીરે લોલ આશા (૨)
છો તમે દીનાનાથ જોડું હાથ દયા રાખજોરે લોલ— વાગે૦

## ૧૯ શ્રીકૃષ્ણ મોરારી.

શ્રીશંભુ ત્રીપુરારી લેજો ઉગારી આ ભવથી તારી
દીનાનાથ દયાળ
કરગરી વરવરી કહું છું ટરવરી અરજી સુણોને આપ
વીખધારી સુખકારી મનોહર મુખવારી ગરીબના માબાપ
મંત્રથી તંત્રથી જપોના યંત્રથી વશ નથી મહારાજ
મુકતીથી ભુકતીથી પ્રેમોની જુકતીથી કરો છો ભકતનાં કાજ શ્રી
તરણુછે સરણુછે શામજી તમારે મુજી બીજી આશ
બલીહારી જાઉં વારી અમારાં દુઃખ ટાળી રાખો અમોને પાસ શ્રી

## ૨૦ શા માટે શ્રમ કરે.

શામાટે શોચ ધરે કર્મમાં થવાનું છે તેમ થશે
વીધીના ભાવી લેખ હશે

### સાખી.

મન જાએ છે વનમાં મન જાએ રાજદ્વાર
મન જાએ લંકામાં મન થાએ શાહુકાર
મનમાં મનમાં તુરંગ ઉડાવે માન અતી જોસભેર ચડાવે
ચંડખંડ પણ આખરે થવાનું છે તેમ થશે— વીધીના.

### સાખી.

મન ઘડીમાં રાય છે મન ઘડી સરદાર
મન ઘડી પંડીત છે મન કરે છે વીચાર
મન માયા દેખી લલચાવે મન ઘડી નીસાસાખાએ
કહે શામજી આખરે થવાનું છે તેમ થશે— વીધીના.

## ૨૨ ક્ષત્રી કલંક.

ધરો હીમત થાઓ હુંશીઆર જગતમાંથી જાવાનું છેરે,
કરો ભજન તો થાએ બેડા પાર જગતમાંથી જાવાનું છેરે,
ટાળી આળસને કરો ચકચુર જગગમાંથી જાવાનું છેરે,
જવું આપણે છે દેવની હજુર જગતમાંથી જાવાનું છેરે,
આવા વેપારથી નહિ થાય હાણુ જગતમાંથી જાવાનું છેરે,
ધરી ધીર કાયાનું કરો કલ્યાણુ જગતમાંથી જાવાનું છેરે,

કહે શામજી નથી ભુરં કામ જગતમાંથી જાવાનું છેરે,
હીમત બાંધી રહો આડે જામ જગતમાંથી જાવાનું છેરે,

## ૨૩ ગઝલ.

અહો ગાય માત છે હેવી દુનીઆમાં દુ:ખી કેવી.
વીચારો દીલમાં યારો અજબની વાત છે કેવી.
ઉઠોને ભારતી ભાઇઓ કરોને ગાયની રક્ષા,
મુગી વાચાલ છે માતા દીયોને વાતને લક્ષા,
પીઓ છો દુધ માતાનું ખાવો છો અન્ન ખેતરનું,
ઘણા ઉપકાર તે કરતી ભુલોકાં ભેદ અંદરનું.
બળદ એ સુત છે તેના ઘણાં કષ્ટ ખમી લે છે,
છતાં દુ:ખી થતાં પોતે ખાવાનું અન્ન તે દે છે.
કહે શામજી તમો મારા સુણો વીવેકી જન પ્યારા,
ગાયોનાં દુ:ખ હરનારા જસોના બાંધજો ભારા.

## ૨૪ ઓધા જાણે તેને અમે જાણીએરે.

મારી હુંડી ઉમાપતીને હાથ છેરે, મારે માથે કૈલાસ
જીને. નાથ છેરે—ટેક.

વાલા શરણે આવેલાને તારશોરે
મારી બુડતાની બાંવડીને વારજોરે—મારી૦
વાલા કરગરી કહું છું શરણેરે
તમે મટાડો જન્મને મરણુનેરે—મારી૦

વાલા દીન જાણીને દયા કરોરે
મારાં પાપ કષ્ટ સઘળાં હારોરે—મારી૦
વાલા તમ વીના મારૂં કોઈ નથીરે
દયા કરીને મારી ટાળો મૂઢ મતીરે—મારી૦
વાલા શામજીને આશા તમ તણીરે
મારે માથે બીરાજો મુગટમણીરે—મારી૦
મારી નાડ તમારે શીવ હાથ છેરે

## ૨૫ રાગ ઉપરનો.

વેદરાજ રૂપે રહેલા સાથ છેરે—મારી૦
વાલા અન્ય ભરોસો નહિ માહરેરે
હુંતો શરણમાં ઉમાપતી તાહરેરે—મારી૦
વાલા સંસારી રોગ મટાડજોરે
પાપ રૂપે અગ્નીને ઘટાડજોરે—મારી૦
વાલા જમના ઝપેટાથી બચાવજો
અજારીની નાડીપર દયા લાવજોરે—મારી૦
વ.લા શંકર શો ગુસ્સો ધરોરે
મારાં જન્મ મરણનાં દુઃખ હરોરે—મારી
વાલા દાસાનું દાસ આવ્યો બારણે
જાય શામજી વારી વારી વારણેરે—મારી૦

## ૨૬ કોઈ મને કૃષ્ણ દેખાડોરે—એ રાગ.

કોઈ મને શીવજી દેખાડોરે મધુવનમાં,

ટેક મને મહાદેવજી દેખાડોરે અઘોર વનમાં.
ભીલીરૂપે પાર્વતી ગયાં, તપ જપ છોડાવું પલમાં—અ.
રૂમઝુમ કરતાં ઉભીઆ જી આવ્યાં, મહાદેવે વિચાર્યું
મનમાંરે—અ.
મુખ થકી વાલો એમ બોલ્યા, રૂપ જોયું નહિ આ
જગમાંરે—અ.
થાંકેલી રાણી કયાંથી આવ્યાં, આવી બેસો મારી
સંગમાંરે—અ.
ભીલી કહે વરદાયક સુણો, શું વીચાર્યું આપે
મનમાંરે—અ.
અમે ભીલ શીવ તમે છો ભોળા, અમે રહેનારા આ
વનમાંરે—અ.
તારી મારી ભીલી જોડી બની છે આપ રહો
આનંદમાંરે—અ.
શામજી કહે બેની જુગલ જોડી, આપ રહો મારા
તનમાંરે—અ.

## ૨૭ મુસે બેલો કનૈયાજી હોલીરે-એ રાગ.

મુસે બેલો શંભુજી હોલીરે—ટેક,
દેખા રૂપ અપનેકા લજા આઇ ગઇ
લજા આઇ ગઇ મેં લજાઇ ગઇ—મુસે.
અબીલ ગુલાલ ઉડત ઓર ઓર રંગે,
ઓર ઓર રંગે માન ઉમીઆ સંગે—મુસે.

કેશર કસ્તુરી અંગ સંગ બહુત બેંકે;
સંગ બહુત બેંક સારી સુગંધી લકે —મુસે૦
ચુવા અતર ઉડત તોરે ગૌરે અંગે.
તોરે ગૌરે અંગે માત ઉમીયા સંગે—મુસે૦
કહે શામજી શંભુવર તોરી સંગે સંગે,
તોરે સંગે સંગે બીંજાઓને રંગે—મુસે૦

## ૨૮ કુંજન વન બનમેં શામ ઝુલે હીંડોળા.

અઘોરન વન બનમે શીવ ઉમા ડોલાવે,
ભીલન રૂપ બનમેં શીવ ઉમા ડોલાવે;
રૂપ ચમકત તેજ તેજ બીંબકાર ધર્યો હે,
દેવ દાનવકો માન જગમેંહી હર્યો હે
મોહનીરૂપ લીનો શીવજી કે સંગમે— શીવ ઉમા૦
ચમક ચનનન પાએ ધમકાર રહ્યો હે,
ચલત ધમ ધમ ઘુઘરીકો ઝણકાર અહ્યો હે,
ફરર ફરત મોહે આઇ અંગનમે— શીવ ઉમા.
ગલે હાર હીરા રત્ન કેરા શોભી રહ્યા હે,
આડ લટ્કટે તેનથી શીવ મોહી ગયા હે
તબક તબકત હે હીરા નકુનમે— શીવ ઉમા
ગાવે ગીત ધરી રીત ગંધર્વ સબ આયકે
કહે શામજી જાઉં વારી વારી શોભા જોય કે
તગ તગકત હે ટીલી કપાલનમેં— શીવ ઉમા૦

## ૨૯ નંદકે લાલા હો મતવાલા.

રૂમઝુમ કરતી હો મદ ભરતી રૂપ તુમેરા અપારહી હે,
નેન નચાવત પ્રેમ બતાવત રૂપ તુમેરા અપારહી હે— રૂમ.
સુરનર મુનીવર ધ્યાન ધરે કોઉ કોઉ કહે માન દેવી હે,
હાર ગલે શણુગાર શોભનહી લલાટ ચમકત ટીલરી હે--રૂમ.
શેષ શંકર ગુન ગાવત તોરા બ્રહ્મા પારન પાવતહે,
વીશ્નુ આદી સુર સેવા કરત હે શામજી બલીહારી જાવતહે-રૂમ.

## ૩૦ દાવ લાગ્યોરે.

જીવ જાગોરે મુસાફીર હવે કેમ કરવું,
કેમ કરવુ રે સંતો બહુ કરવું--જીવ
કાયા માયા તારી કામ ન આવે ભાઈ,
ફોગટ ફસાઇ આમાં મુંજાઈ મરવું-આમાં—જીવ.
સ્વપ્નારૂપી ભવ સાગર ભર્યો ભાઈ,
ચેતી ચેતીને ભવાટવી તરવું-ભવા—જીવ,
કોલ કરાર હાથે દઇને આવ્યો છે ભાઇ,
દાનત ખોટી કરી તારે કેમ ફરવું-તારે-જીવ.
શામજીની અરજી વાલા લેજો સ્વીકારી ભાઇ,
અખંડ શંભુવરને મારે વરવું-મારે--જીવ.

## ૩૧ રાગ ઉપરનો.

જીવ જાગવા જાએ પણ જાગવા ન દે,
જાગવા ન દે મન હરી હરી લે—જીવ.

માયા મોહની મારે અંગે લાગી છે ભાઈ,
ભકતીમાં જીવ મારો જાવા ન દીએ—મારો—જીવ.
કામ ક્રોધ મારી પછવાડે લાગ્યા ભાઈ,
પલવાર એક ઘડી અલગા ન રે—ઘડી—જીવ.
કુટુંબ કબીલા કોઈ કામ ન આવે ભાઈ,
જાલમાં નાંખવા સારૂ શીખામણ દે—સારૂ—જીવ.
શામજીની અરજી વાલા લેજો સ્વીકારી ભાઈ,
સંત સમાગમ મુને દુર્લભ છે—મુને—જીવ.

## ૩૨ મધ મીઠું રે મેં ચાખ્યું.

વ્યાંઘાંબરરે પેરી પધારો વાલા,
સમજુ છો દીનદયાલા,
શામ અરજી આ સ્વીકારીરે,
મરજી તમારી ધારીરે;
જીવનજીરે કાશીના રેવાવાલા—સમજુ.
મહાદેવ દયાનીધી મારારે,
યાત્રાદીક કરીશ તારારે;
રાખીશ હરરે પ્રાણ થકી હરી પ્યારા,
મહા મુઢ મતી હરનારા.
ગાઉં ગુણ તમારા દાડીરે,
માયા બંધ તું છો મમ માડીરે,
જાવાનુંરે એઉને શરણે વાલા—સમજુ.

બુરી મતી અમારી ટારોરે,
શામજીને આપ ઉગારોરે,
મહાદેવારે કાશીના રેવાવાળા--સમજુ.

## ૩૩ શું કહું કથની મારી.

કૃપા કરીને ઉગારો, નાથ કૃપા કરીને ઉગારો.
વચન છેલ્લુ છે દયાનીધી આ, ભવથી લેજો તારી,
માયાની જાલ અટપટી દીસે, તેમાંથી લેજો ઉગારી-- નાથ.
અનેક જન્મનાં પાપ અમારાં, પ્રલય કરીને ટાળો;
અમ્રત દ્રષ્ટિ અમપર કરીને, નજર મીષ્ટથી ભાળો— નાથ.
દોષાંતર મહા દારૂ ભર્યો છે, અગ્નીરૂપી છો દેવા,
નામ સ્મરણથી ખાખ થાયે છે, કરે કોટી દેવ સેવા— નાથ.
શામ જીવનની આશા તમારી, અંતર રાખી તારો.
અન્ય આશા નથી નાથ અમારે, પ્રીતે શામજીને પારો નાથ.

## ૩૪ માનસરોવર નીર વીના જેમ.

શીવ હરિહર ભજન વિના સહુ,
દુનીઆમાં દુ:ખી આપણે ભાઇઓ છીએ બહુ.
પ્રેમ વીના જેવી વૃથા છે વાણી,
ભક્તી વીના તેવી કાયા લે જાણી,
જાણો છો આપ છતાં સત્ય હું કહું— દુનીઆમાં.
નિરધન નર તે ધન વીનાનો,

તેમ સમજી લે જ્ઞાન વીનાનો;
ભક્તિ વીનાનું સર્વસ્વ ગયું— દુનીઆમાં૦

કાયા માયા કશું કામ ન આવે,
મોહ મમતામાં બહુ લપટાવે;
સજન ચેલે નર તે કહું— દુનીઆમાં૦

પરોપકાર સાથે પ્રીત વધારે,
દયા ધર્મ નીતી માર્ગને ધારે;
તેવા વીરોને શાબાશી દેહું— દુનીઆમાં૦

શામજી કહે સત્ય ભાગી તે કહીએ,
શંભુ ભજનમાં હરનીશ રહીએ;
એઓના દાસાનુ દાસ થઈ રહું— દુનીઆમાં૦

## ૩૫ જસોદા રેમવારી—એ રાગ.

સમજ સમજ સમજાઇઓરે, દોઠ ઓ હંસલા,
આ કોણ મારૂં કોણ તારૂં જગમાં,
તૃથા મોહમાં ફસાઇઓરે. ઓ હંસલા૦

આ પુર્નપી જન્મ પુર્નપી મરણ,
પુર્નપી સૃષ્ટીમાં આઇઓરે.— ઓ હંસલા૦

આ ઓહંમ સોહંમની નાડી બતાવો,
શામજી સમજ સમજાઇઓરે— ઓ હંસલા૦

## ૩૬ સખી સ્વપ્ન માહી મન.

જીવ સ્વપ્નના ફેરી સંસાર ગણો, દુઃખ દીલ હૃદયને
નવ ધરો;
અવગુણુ દોષ સહુ દૂર તજવા, પ્રેમ થકી પ્રાણુ શંભુ ભજવા,
(તો શું થાય ?) વાલો પોતાના કરીલે પલમાં
બુડતાં તારે તે આ ભવમાં
ભવસાગર સેજે તરી જઈશું, જેમ નાની નદી ઉતરી જઇશું;
શ્રમ આપણુને નહી પડવા, પ્રેમ થકી પ્રાણુ શંભુ ભજવા.
( બીજું કાંઇ ) વાલો ભક્ત તણાં દુઃખ કાપે છે
સુખ શાન્તિ સદાએ આપે છે
અંતરમાં ભકતી વ્યાપે છે, નાથ સ્થીર કરીને સ્થાપે છે,
પાપ આપણાં સહુ લાગે બળવા, પ્રેમ થકી પ્રાણુ શંભુ ભજવા.
( બીજું કાંઇ ) જમ કીંકરનું ત્યાં જોર નહિ
પ્રેમભાવ બતાવે તેજ મહી
માથે કાશીપતી હર ડોલે છે, તે સામું કોણુજ બોલે છે.
આવ્યો શામજી તમને મલવા, પ્રેમ થીકી પ્રાણુ શંભુ ભજવા.

## ૩૭ માયાનું મંડાણુ જોગણી.

કાયાના આધાર શંભુવર સદા અમારા બેલીરે,
આત્માના આધાર શંભુવર દયા કરો હવે વેલીરે- કાયા.
સત્ય શરણુ હું આવ્યો તમારે આશા અંતર રાખી-પ્રભુ આ.
અધમ ઓધારણુ પતીત પાવન પ્રેમ રસ હું ચાખીરે- કાયા.

નાથ ભ્રાતને માત અમારા સહ કુટુંબ પરીવારા–પ્રભુ સહ.
સર્વસ્વ ગણીને તમને બેઠા આંખ નેનના તારારે—  કાયા.
સાચે ખોટે આખર વાલા તમે શંભુવર મારા–પ્રભુ તમે.
રાંક જાણીને શરણે રાખો કષ્ટ વીઘ્ન હરનારારે—  કાયા.
શામજીને આશા નાથ તમારી અંતર રાખી ભારી–પ્રભુ અં.
સુખ કરનારા સ્વામી હમારા રૂદે સદા રહેનારારે—  કાયા.

## ૩૮ હાંરે રથ ખેલો ગોકુલ રથવાલા.

હાંરે બોલે મેં તુમ નામકા પ્યાસી,
મેરે કાન મથુરા વ્રજવાસીરે—બોલે૦
માતા પીતા મેં તુમકું જાનું,
ઓર કછુ ન રૂદે આનું,
આપ સગાં સુખ રાશીરે—બોલે૦
કહાં જાઉં મેં કહાં સુખ પાઉં,
આપ ચરનુંકા ગુણ મેં ગાઉં,
મેં આપ ચરનકી દાસીરે—બોલે૦
દાસ શામજી શરણ તુમારે,
ઉમાપતી અબ ચડો મેરી વારે,
મીટાદો જમ કેરી ફાંસીરે—બોલે૦

## ૩૯ જોઉં જઇને પ્યારાનું મુખડું.

જોઉં જઇને શંભુનું મુખડું,
શીવનું મુખડું હરનું મુખડું—જોઉં૦

હુંતો તમારે શરણે પડયો છઉં,
દીન હીન તમોને નડયો છઉં,
વારે ચડજો અવી મળજો.
ભાંગોરે મારા ભવનું દુખડું.—જોઉં૦
મુને તમરી આશા ઘણી છે,
ઉમાપતિ કઈ આસ ઘણી છે:
દેવ મારા પ્રાણ પ્યારા
થાયરે મારે તમથી સુખડું—જોઉં૦
દાસ શામજી અરજી કરે છે.
વારે વારે પ્રણામ કરે છે;
માફ કરજો વિઘ્ન હરજો,
જાયરે જન્મ મરણનું દુખડું—જોઉં૦

## ૪૦ નજર કરો નાથ જરા

નજર કરો નાથ હવે દાસ લ્યો ઉગારી
દાસ લ્યો ઉગારી નાથ શરણુંમાં તારી—નજર૦

### સાખી

વારે વારે શું કહું, સાંભળો ઉમીઆ નાથ:
દીન જાણી દયા કરો, કહું છું જોડી હાથ.
આશા એક આપની છે નાથ ત્રીપુરારી—નજર૦

### સાખી

પ્રીતી મેં તમશું કરી, પ્રેમ રાખીને તાત;
દેવ દયાનીધી માહરા, સ્વીકારો આ વાત.

વારે વારે શામજી જાએ છે બલીહારી—નજર૦

## ૪૧ ચાબખાનો રાગ

સાંભળો મારાં ચતુર વીવેકી જન
કરવાં પ્રેમે કરીને ભજન

પંડમાં અંધારૂં ઘણું ભર્યું છે, સુજે નહિ કાંઈ તન,
મનના પડદા તો પડ્યા રહ્યા તોય જ્ઞાન ન ઉપજ્યું મન—સાં૦
દેખાદેખી કરી ડોળ બતાવે, કપટના ભર્યા એહ,
ભોળા જનોને ભમાવી મારે આધીન કરે છે તેહ—સાં૦
મોટાઇ પામવા મોઢેથી બોલે, પંડમાં છે અંધારૂં;
શામજી કહે છે સચાઇ રાખો, કરો જીવનું સારૂં રે—સાં૦

## ૪૨ લોભીઆ બેઠા ધન ભેરૂ

ભોલાનાથને ભજીને લ્હાવો પ્રેમે લહીએ,
લ્હાવો પ્રેમે લહીએ હસ્ત જોડી નમીએ—ભોલા૦

### સાખી

સંસારી સ્વપ્નું કરી, રહીએ તેની માંય;
કમળ રહે જેમ જળ વીશે, સમજીને તનમાય.

નીરખી નીરખીને વાત હૃદે ધરીએ—ભોલા૦

### સાખી

જાણે નહિ કોઈ જગતમાં, લેવી નહિ મોટાઇ;

ગાંડો ઘેલો છો કહે, દુઃખ ન ધરવું કાંઈ.
પરનીંદા પારકાથી અળગા રહીએ— ભોલા૦

## સાખી

તન મન ધન અરપી રહીએ, શીવ શંભુની પાસ;
તારણહારો તારશે, ઉમીઆજીના નાથ.
નચીંતા થઇને જગતમાંહી ફરીએ— ભોલા૦

## સાખી

સંસારમાં સુખ ભોગવી, જોવું શંભુ હજુર;
નોકર આપણે તેહના, છઇએ એનાં મજુર.
કહે શામજી વીનંતી તેના આગળ કરીએ—ભોલા૦

## ૪૩ ગઝલ-બનજારો,

બીનતી સુણો શીવ મોરી, મેં સદા શરણ મેં તેરી,
શ્વેત ગોર અંગ શીવ આપ, સબ ભકતનકે શીરતાજ,
રટુ નામ શીવ શીવ તેરી, મેં સદા શરણમેં તેરી;
લાવું મેં પુષ્પકે હાર, લગાવું ચંદન અપાર;
મુખે શીવ શીવ નામ જપેરી, મેં સદા શરણમેં તેરી.
ખરી ભકતી તુજસે નેહા. રાખું તુજ પ્રેમકા સ્નેહા.
મન લાગ્યું તુજશે ફેરી. મેં સદા શરણમેં તેરી.
ભીડ ભકત જનોકી ભાંગો, વા બીશ્વેસરકા દુઃખ છાંડો,
નીખ સીખ છબી દીલમે તેરી, મેં સદા શરણમેં તેરી,
વાસો છે ભીવાની ગામ, લાલા બીશ્વેસર સુખ રામ.
કહે શામજી સ્નેહ આપેરી મેં સદા શરણમેં તેરી.

## ૪૪ આ શું વદો વિવેકી ભ્રાતા ભરથરી.

શરણે રાખો શીવજી તમ આશરે છીએ,
તમને છોડી નાથ હવે ક્યાંય નવ જઇએ—શ૦
કષ્ટ કુબુદ્ધિ કાપી નથ શાંતિ આપજો,
સત્ય બુદ્ધિ પ્રેગ નાથ હૃદયે આવજો;
જેવો તેવો પણ તમારો નક્કી માનજો,
અન્ય નથી ટેક એક તમ જ્ઞાનનો—શ૦
ગમે નાંખો ખાણ પત્થર તે.ય તમે સદા.
ગમે નાંખો દુઃખ રોગ તોય તમે સદા—શ૦
ભવસાગરથી તારનાર તોય તમે સદા,
ગમે બુડાડો વાણ જાય તોય તમે સદા—શ૦
ભુલ્યું છું ભવ ચરણ માંહી શરણ આપનું,
ગમે ચિત ક્યાંય તોય શરણ આપનું—શ૦
રાખો સદા ચરણ મહીં સરણ આપનું;
પ્રાણ પ્યારૂં શામજીને શરણ આપનું—શ૦

## ૪૫ ભરથરી ભ્રાતા વિચારીને મન ઊપર—એ રાગ.

ભોળા દયાલુ આપ છો મમ ઉપર કરો પ્રેમ
છું રંક બાલ છું રંક બાલ તમ ચરણ કેરો પ્યાસી;
અન્ય નથી આધાર શંભુવર દર્શનનો અભિલાષી.
છો માત તાત છો માત તાત ભીઃભંજન ભય હારી,
બચાવો મોહના જાલમાંથી ભવસાગરથી તારી,
ગ્રહો હાથ મારો ગ્રહો હાથ મારો નવ તરછોડો કૃપાળુ.

ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ છો ભકતો પર બહુ માયાળુ.
સખો ચરણુ છાય રાખો ચરણુ છાંવ દીન જાણી દયા કરજો.
ભક્તિ આપો હરનીસ શીવજી દાસોના દુઃખ હરજો.
કરૂં વિનંતી નાથ કરૂં વિનંતી નામ તમ વિના નથી કોઇ મારૂં,
જુગત ની જાલો બાંય શંભુવર શામજીને શરણુ તમારૂં.

## ૪૭ ગઝલ

બીનતી સુન લીજે આપ, મે તુમ નામકા પ્યાસી;
વેદ સહીત ગુન ગાવે, તુમારા પાર ના પાવે.
શરણમેં શીવ કઇલાસી, મેં તુમ નામકા પ્યાસી:
રટું હરદમ તુંમેરા નામ, મીલે ચરનકા સુખ ધામ.
લાજ સબ છોડકે પ્યાસી, મે તુમ નામકા પ્યાસી;
લગાવું તુજસે નેહા સુફલ હોવે મેરી દેહા.
સુખમેં શીવ કઇલાસી મેં તુમ નામકા પ્યાસી;
પલક સબ જુગકું દેખા, સચા તુમ નામકું લેખા.
રાખો હરનીસ હૃદયમાંહી, મેં તુમ નામકા પ્યાસી
મહા દેવાધી હય દેવા, તુજસે સબ મીલે મેવા,
ટાલો શામજીના જમ ફાંસા, મે તુમ નામકા પ્યાસી.

## ૮૪ રાગ—ઓધા જાણે તેને મલે છે.

હાં ઉમાપતી મહાદેવજી હાથ ડમરૂ ધરો,
આવો પ્રાણુ જગ આધાર કાશીના વાસી.—હાથ ડમરૂ ધરો૦
હાં ભકતો તણા પ્રતિપાલ છો, હાથ ડમરૂ ધરો,
તમે ભોળા છો જગતના તાત કાશીના વાસીરે—હાથ ડમરૂ ધરો૦

## સાખી.

માર્કંડને ઉગારીઓ, દેવનાં કાપ્યાં દુઃખ.
ગંગા જટામાં રાખ્યાં, ભકતોને આપ્યાં સુખ.
હાં ભકતોને કાજ સાકાર છો હાથ ડમરૂ ધરો.
મારી લજ્જા તમારે હાથ, કાશીના વાસીરે–હાથ ડમરૂ ધરો.

## સાખી.

પુરૂષ રૂપે જગતમાં એલો દીનાનાથ,
શક્તિરૂપે પાર્વતી જોડી છે સંગાથ.
હાં આત્મા સ્વરૂપે રહ્યા સર્વમાં હાથ ડમરૂ ધરો.
કહે શામજી નીરખી ન્યાલ કાશીના વાશીરે, હાથ ડમરૂં ધરો.

## ૪૯ કવ્વાલી

અમારી પ્રેમની પ્યાલી, અમોને પાઇને જાજે:
અમારા સ્નેહને છોડી, તમો તો ક્યાંય ના જાજે. અ૦
અમારા છ શત્રુઓને, તમો તો મારીને જાજે;
આશા તૃષ્ણા બે બેનોને, તમો તો મારીને જાજે. અ૦
મળ્યા સદ્‌ગુરૂ તે સ્વામી, અમારા પ્રાણથી પ્યારા:
ઉતારી ભવસંસારેથી, અમોને તારીને જાજે. અ૦
પડયો ભવખાણ ચક્કરમાં, તેમાંથી તારીને જાજે;
મટે સંસારના ઝગડા, તેમાંથી તારીને જાજે, અ૦
સદા ચીત ચરણમાં ચોંટે, અમોને કોઇ નવ લોપે:
ભકિતરસ પ્રેમનો આપી, અમોને દેઇને જાજે. અ૦

કહે શામજી શંભુ મારા, ચરણ માન વાતને ધરજો;
અમારી એટલી વીનતી, દરશન દઈને જાજો. આ

## ૪૯ ખુને જીગરકો પીતે હે

મોહન બજાઓ બંસી પ્યારે, રાધે ચિત ચોર
તુમહો નંદજીકે લાલે, ગૌધન ચરાને વાલે.
કાનુડા તુમ હો કાલે, પ્યારે રાધે ચિત ચોર:
ફોડી મટુકી મેરી, લજા જાએંગે તુમારી
લડેંગી મઈયા મેરી પ્યારે, રાધે ચિત ચોર.
બેર બેર કહુ મે કાના, તુમ સુનો નંદકે શ્યાના;
હોયેગેં આપકું અપમાના, પ્યારે રાધે ચિત ચોર.
મમ પ્રાણપતિ બતલાવો, આપ જાયકે સમજાવો:
શીરજીકા હય મેરા દાવો, પ્યારે રાધે ચિત ચોર.
તુમ હો પુરૂષ પુરાની, જુગ જુગકી બાતો જાની.
શામજી કે હે જુબાની; પ્યારે રાધે ચિત ચોર—મોહન૦

## ૫૦ મન માયાના કરનારા—એ રાગ

મદ મોહ ભરેલા મન માળીરે, જરા જોને તું આંખડી ઉઘાડી:
મીથ્યા સુખને સાટે ગાંઠ વાળીરે—જરા૦
જાવું જરૂર તારે જમના હાથે નહિ ચાલે સાહુકારી·
રૂપ જોબન તારૂં કામ ન આવે (૨)
મીલ મોટરને માલ અખારીરે—જરા૦
છાકમાં છકેલ થઇ ફરે છે દીવાના શીર પર ગર્વને ધારી
રાવણ કંસ સહુ ચાલ્યા ગયા (૨) ચોદ ચોકડીને રાજ મેલી વાળીવરે—જ૦

જમ આવે તારૂં જોર નવ ચાલે જુવે સુન્દરરાય તારી માડી
કુટુંબ કબિલો કામ ન આવે (૨) ધન દોલતને બાગ ફુલ વાડીરે જી૦
સગાં આત્માને જુવે તને અળગાવી દીસે કાઢીને કાનની વાળી,
સામજી કહે સહુ અંતર સમજો (૨) જાસે જખ મારતે વાગતે તાલીરે-જી૦

## ૫૧ થઈ પ્રેમ વશ

છીએ શર્ણું શિવજી તમારે, અમને તમ વીના કોણ તારેરે- છીએ૦
ભકિત કરૂં ભોળા હરનીશ તમારી, રાખો શરણુની માંહે,
વિનંતિ કરે ધરો કાંઈ વાલા અંતર જામી હમારે—છીએ૦
જેવો તેવો છું દાસ તમારો, ભવસાગર તારો,
બુડતાની બાંવડી ઝાલો, શામજીના પ્રાણ આધારરે—છીએ૦

## ૫૨ ધનાશ્રી.

સહુને અમારા પ્રણામ શીવજનો સહુને૦
હુંરે રેવાસી કુતીઆણા તાબે,
જાંબુ અમારૂં ગામ શીવજનો—સહુને૦
ભુલ ચુક મારી ક્ષમા શીવ કરજો.
શરણુંમાં રાખી આઠો જામ શીવજનો—સહુને૦
ફરતા ફરે મારી પરીક્રમા જાણી,
સ્તુતિ બોલ્યાનું પ્રમાણ શીવજનો—સહુને૦
ખાવા રૂપે મારી યાહુતી જાણી
ગુન્હા કરો માફ તમામ શીવજનો—સહુને૦
હુંરે બાળક છું મયાગમ જેઠાનો,
શામજી મારૂં નામ શીવજનો—સહુને૦

